# મોતીશાના ઢાળીયાં.

## ઢાળ ૧ લી.

સુહંકર સીદ્ધાચળ શેરી. એ દેશી

ઉઠી પ્રભાતે પ્રભુને નમીએ, જઇ વીમળાચળ વીશમીએ
અંતર ધ્યાન રસે રમીએ, વીમળગેરી રંગ રસે સેવો.
ત્રીભોવન તીરથ નહી એવો, વીમળગેરી રંગ રસે શેવો. ૧
ગીરી સામા એક ડગ ભરીએ, ક્રોડ હજાર ભવ તરીએ;
સાચાં પાતીકડાં હરીએ. વીમળ૦ ૨
અમરીત પદ વરવા આયા, પાંડવ પમુંહા મુનીરાયા;
સિદ્ધગેરી મુગતિને પાયા. વીમળ૦ ૩
જાત્રા વિના ભોજન નવ કરે, શુર સાનીધ અભીગ્રહ પરે;
પુરવ ભવે શું શોક હરે. વીમળ૦ ૪
ખટમાશી જીન ધ્યાન ધરે, શુકરાજ નીજ રાજ વરે;
શેતરૂંજ્ય ગીરી નામ ધરે. વીમળ૦ ૫
સંઘવી થઇ સંગ લેઇ ચાલે, સીધાચળ પંચ સનાત્ર કરે;
શીરપર રાયણ દુધ ઝરે. વીમળ૦ ૬
ગુરૂ ઉપદેશ વચન ભાસી, મુંબાઇ બંદર રહેવાસી;
સુરનર ગાવે શાબાશી. વીમળ૦ ૭
અમીચંદ સાંકળચંદ તણા, કળીજુગમાં કહ...
ઉપગારી તહ છાયા ઘણા.

શેઠ મોતીશા પુરે ધન રાશે, દીન દુખીઆની આશે;
વળી કલકત્તા મદ્રાસે. વીમળ૦ ૯
દરીયામાંહી ઝાઝ ઘણાં, ચીન દેશ વીલાયત શુણાં;
મોતીશા નામે તણાં. વીમળ૦ ૧૦
કુવર પદે ખીમચંદભાઇ, ઇંદ્રિ જાઇ તીસુ ઠુકરાઈ;
પુરણ પરભવશુ કમાઈ. વીમળ૦ ૧૧
સીદ્ધગેરી ઉપર ટુંક તણી, શેઠ મોતીશાને હુંસ ઘણી;
શ્રી શુભવીર વચન સુણી. વીમળ. ૧૨

## ઢાળ ૨ જી

સાંભળને તું સજની મોરી રજની૦ એ દેશી.

સંવત અઢારશે અઠયાવીસ માંહે, સીધગીરી શીખર વીચાસેજીરે.
કુંતાસરનો ખાડો મોટો, શેઠજી નયણે નીહારે, મનને મોજેજીરે
અંતર નયણે નીહાળ, મનને મોજેજીરે. મનને૦ ૧
ભવતરતાં પુરણને હેતે, ખાંત મહુરત ત્યાં કીધુંજીરે;
સર સરપાવ ઘણા ઘણા જાચકને, દાન અમુલ્ય દીધું. ૨
ચોથે આરે બહુ ધનવંતા, પણ નવ ખાડો પુરાવ્યોજીરે;
આ કાળો મોતીશા શેઠે, કનક રૂપઇએ ભરાવ્યો. મનને૦ ૩
તે ઉપર જમ ટુંક બનાવે, મધે ચઇત્ય વિસારેલાજીરે;
આજુ બાજુ ચૈત્ય ઘણાં છે, જંબુ તરૂ પરીવાર. મનને૦ ૪
રીખવદેવ પુંડરીક પ્રમુખની, પ્રતીમા ત્રણસેં જાણોજીરે;
નવી ભરાવી ચીત ઉદારે વાદીશું શાસ્ત્ર પ્રમાણે. મનને૦ ૫
ખ સાખી, મેળવતા ગુરૂ સંગેજીરે;
રૂપીયા, ખરચ્યાણા મનરંગે. મનને૦ ૬

અમરચંદ ખીમચંદ હમણાં શેઠજી આગે પ્રધાનજીરે;
ભાઈ અનોપચંદ હોદ્દર, અવસર ઉચીતનાજાણ. મનને. ૭
મોટા મંદીર પાસે દેહરૂ, તે પર શિખર કરાવેજીરે;
ધરમનાથ આદે બહુ પડીમાં, સુંદર તેહુ ભરાવે. મનને. ૮
રાશી મંડળ ફરતા ગ્રહુમંડળ, તીમ જીન ચૈન ઘણેરાજીરે;
શેહેરા ગમે કારીગર કામે, લાગે ઉઠી સવારે. મનને. ૯
કલ્યાણજી કહાનજીનો નંદન, દીપચંદ ગુણ મણીમાળજીરે;
એ ટુંક પાજળ ટુંક બનાવે, શેઠ મોતીશા હુકમે. મનને. ૧૦
તાણુંઆણ્યાં મહુરત લીધું અજન શલાખા કેરૂજીરે;
શ્રી શુભવીર જીનેશ્વર ભગતે, ઉત્તરશીત ચીનમસેદ. મનને. ૧૧

ઢાળ ૨ જી

અનીહાંરે વાલોજી વાય છે વાસળીરે. એ રાગ.
અનીહાંરે શેઠ સજાઉ કરે સંઘનીરે, સાભળી દેશ વિદેશ.
લોક સજે ઘણું સંઘમાંરે, અનીહાંરે દેવ ઘણાં દેવલોકમાહુરે
શેઠના ગુણ ગાય વીશેશ, લોક સજે ઘણું સંઘમાંરે. ૧
અનીહાંરે દક્ષીણતા ગુણ શેઠનીરે, પારસસમ સ્વર્ગ ગવાય લો
અનીહાંરે દક્ષીણાપણું આપણુંરે, નહી લોપે દીલ થાય. લો.
અનીહાંરે સ્વર્ગ શેઠને તુતર્યારે, કરો પાવન અમઘરઆજ લો
અનીહાંરે ગામગયા શુતાં જાગસેરે, રખેલાગસે ઘરનાકાજ લો
અનીહાંરે ખીમચંદભાઈને શેઠજીરે, દીયેહેતે શીખામણસાર લો
અનીહાંરે પુત્રસનાઈ પુન્ય હજોરે, કુળદીપકછો નીરધાર. લો.
અનીહાંરે સંઘવી પદ ધરી સાચવેરે, પ્રતિષ્ઠા સંઘહજુર લો
અનીહારે ગુરૂભક્તિ ગુણદાનથીરે કાડ જો દરીદ્ર દુર. લો.

અનીહારે પત્ર લખી પેટી પાઠવેરે, તેમાંહી સરવે વિચાર. લો
અનીહાંરે ભાદરવો બાબુવા તણોરે, સુદ પડવેને રવીવાર લો
અનીહારે મહુરત લઈ સધારીયારે, કાંઇ શેઠજીસ્વર્ગમોઝાર લો
અનીહાંરે મોતીશા મરણ ગયારે, એમ બોલે તેલોક ગમાર લો
અનીહાંરે બીજેદીને શશી ઉગીયોરે, જોવા ખીમચંદભાઇદદર
અનીહાંરે સજન જે સુખીયા થયારે, નહી ધરવો શોક લગાર
અનીહાંરે ત્રણ તો માસ વીતી ગયારે, જનકો ગામહારા લો
અનીહાંરે અમરચંદ સમજાવતારે, જબ આવે માગસરમાસ
અનીહાંરે ઉજરીતીજ કંકોત્રીરે, લખી દેશોદેશ મોઝારે. લો
અનીહાંરે પોષતણી સુદસાતમરે, કાંઇ દેરા દીધા પુરબહાર.
અનીહાંરે એમગાંદભાઈ હસ્તી ચડયારે, કરે ટોપીવાળોસરપાવ
અનીહાંરે શ્રીશુભવીર મંગળીકનારે, હોય શબ્દ શુકનનાભાવ

## ઢાળ ૪ થી

તોરણ આઇ કયું ચલારે—એ દેશી

સંઘવી હસ્તી શીરે ચાઢયોરે, વધાવતી નરનાર સલુણા;
દેરાસર આગે કરીરે દેરા લીધા પુર બહાર સલુણા. ૧
રંગ રસીલા સાંભળોરે સંઘવી શોભા અપાર સલુણા;
પાછળ કોરટના ધણીરે, પરમારથ ભરપુર સલુણા. ૨
હુકમ શેઠ ખીમચંદનોરે, રાજા રહે હજુર સલુણા;
સંઘ લેઇ રીધાગળરે, ઉતરીયા જઇ ઠેઠ સલુણા. ૩
પોષ વદી પડવેને દીનેરે, વંધા જીન કરી ભેટ સલુણા;
દેરાતંબુ કચેરીઓરે, દેખી દેવ વીમાન સલુણા. ૪
કંપની બહાદુર વાવટોરે, વાજીંત્ર ફરકે નીશાન સલુણા

રાજનગરના સંઘવીરે શેઠ હીમાભાઇ આય સલુણા. ૫
બીજા નાના સંઘવીરે, તે પણ ભેળા થાય સલુણા;
સોરઠ કચ્છ હાલારનારે ગુજરાતી ગોલવાડ સલુણા
પુરબ દક્ષણ માળવોરે, મરૂધરને મેવાડ સલુણા. ૬
સંઘ સવાલાખ આશરારે, સંઘવી એક હજાર સલુણા;
કરી મંડપ પધરાવતારે, પડીમાં પાંચ હજાર સલુણા. ૭
આતા દીવાળી બાઇનેરે દેખી હરખ ન માય સલુણા;
પુત્ર વધામણી શેઠનેરે દેવા સ્વર્ગે સધાય સલુણા. ૮
શેઠ મોતીશા સાંભળીરે, સાજ કરે તતખેવ સલુણા;
શાળીભદ્રને પુછતારે, જેમ ગોભદ્ર દેવ સલુણા. ૯
બીંબ પ્રતિષ્ટા અંજનરે, મહુરત લીયો શીકાર સલુણા;
આહા માધે જોસી દીયોરે, સુદ દશમી બુધવાર સલુણા. ૧૦
તપગછ ખડતર સાથરે, સુરવર ત્રણ મીલાય સલુણા;
વદ દશમી જળજાત્રારે, તીરથના જળ લાય સલુણા. ૧૧
જેમ ચઢી એક દેવતારે, મંડપ બીંબ સુહાય સલુણા;
દ્વાદશી કુંભ થાપણેરે, રાતીજગા નીત થાય સલુણા. ૧૨
શ્રીફળ આદે પ્રભાવનારે, દેતા નવ નવ ચીજ સલુણા;
શાહેસ ગમે દીવી ઝગેરે, લેતી વીસામા વીજ સલુણા. ૧૩
પુજન નંદાવરતનુંરે, દીસા વીદેશા બલીદાન સલુણા;
ગ્રહ દીગપાળની થાપનારે, મંત્ર કરી અહવાન સલુણા. ૧૪
ખીમચંદભાઇના સંઘહુરે, સાનીધ કરજો દેવ સલુણા;
શ્રી શુભવીરને આશરેરે, સુખ લીલા નીતનીત સલુણા. ૧૫



## ઢાળ ૫ મી

ચોથ દીને ખેતરપાળનેરે લોલ, સાસનની રખવાળનેરે લોલ;
ચોસઠ ઇંદ્રિને નોતર્યારે લોલ, બાહાર ભુતળ બળીકળારે લોલ
પુજી કરી સીદ્ધચક્રનેરે લોલ, વીશ સ્થાનક પંચમેદીનોરે લોલ
શેઠ શેઠાણી રૂડુ મનેરે. લોલ; ઇંદ્રિ ઇંદ્રાણી છઠે દીનેરે લોલ
ચવન કલ્યાણક સાચવેરે લોલ, સ્વર્ગ થકી વર ભેટવેરે લોલ
ચઉદ સુપન રાત્રી શીરેરે લોલ, સુપન પાઠક શીર ઉગરેરે લોલ
જન્મ્યા પ્રભુજી વધામણીરે લોલ, સંઘવી ઇંદ્રિ દીએ ઘણીરે લોલ
છપન દીગ કુમરી નમેરે લોલ, રાતે ઉતરાસન સાતમેરે લોલ
કુળ ધરે નવરાતીરે લોલ, પુજીએ ઘેર પધરાવતીરે લોલ,
ભેટ કરી ગુણ ગાવતીરે લોલ, રાસ રમી ઘેર આવતીરે લોલ
આઠ ઇંદ્રાણી આવતીરે લોલ, હાથમાં લઇ કંકાવટીરે લોલ;
બીંબ નવાં સંઘાથશુરે લોલ, તીલક કરે નીજ હાથસુરે લોલ
ઇંદ્રિ ચોસઠ.હવે મલ્યારે લોલ, ખીમચંદભાઇ ઘેરવલ્યારે લોલ
સોહુમ ઇંદ્રિ મુગટ શીરેરે લોલ, હસ્તી શીર ચમર ઢળેરે લોલ
ઇંદ્રિ ઘણા મુગટે જડયારે લોલ, ગારઠ રથ ઘોડે ચઢયારે લોલ
પાલખીઓમે મેના ઘણારે લોલ, સાજન નહી મણારે લોલ
રાગ તાન ઘણી જાતનારે લોલ, વાજાં તે વાગે વિલાયતનારેલોલ
વરઘોડા મારગ સંચર્યારે લોલ, મંડપમાં જઇ ઉતરીયોરે લોલ
મેરૂ સીંહાસન બેસીઆરે લોલ, નાથને ખોળે નિવેશીઆરેલોલ
ઇંદ્રિ ચોસઠ નમન કરેરે લોલ, પછે હીમાભાઇ ખોળેધરેરે લોલ
શેઠ ખીમચંદ ગંગાજળેરે લોલ, નાથ શીર કળશ ઢાળેરે લોલ
પ્રણી કનક કુસમેરે લોલ, ઇંદ્રિ ગયા ઘેર ઠાઠમાંરે લોલ;

સ્નાત્ર અઠોતરસ આઠમેરે લોલ, દોલત પડીયાં શરેરે લોલ;
દેવ બળીએ આપતારે લોલ, બાળક્રીડા નિશાળનારે લોલ;
ઉત્સવરંગ વધામણુરે લોલ, જોબન વય પ્રભુ પામતારે લોલ.
શ્રી શુભ વીર પરણાવતારે લોલ.

ઢાળ ૬ ઠી

હવે વીવા સામગ્રી મેલીરે. એ દેશી.

હવે વીવાનો વરઘોડારે ભલો વર કન્યાનો જોડરે;
શાજન સાબેલા સાથેરે રામણુ દીવો મુગ્ધી વહુને હાથેરે;
જયવંતાજી ૧

એમચંદભાઇ પ્રભુ કર ધરીયારે, અમરચંદ ઘેર ઉતરીયારે
ચોરી પુખી નવી વહુ લાવ્યારે, વરકન્યા ત્યાં પરણાવ્યા;
માંહોમાંહે વસ્ત્ર ઘરાણાંરે, વરકન્યાને નજરાણાંરે;
દોય પક્ષ ધવલ ગવરાવેરે, પછી મંડપ ઘર પધરાવેરે. જય૦
રાજબાર ધરી કર લીલારે, લોકાંતીક દીક્ષા વેળારે;
પ્રભુ હુકમ લેઈ બહુ માનરે. શેઠ દેતા વરસીદાનરે. જય૦
નવમો વરઘોડો સારેરે, લેઇ પાંચ મહાવરત ભારેરે,
શેઠ ઈંદ્રિ તણો અવતારરે, જીન ખાંધે ઠવે દોસાળારે. જય૦
બીબ કેસર સુગંધીરે, દશમે દીન કંકણ બાંધીરે;
ગુરૂ મંત્ર પવિત્ર સુરંગીરે, મીંઢળને મરડા સંગીરે.
ચીઠીકા ધુપ દીપક સેણીરે, બળ બાકુળાને પાણીરે;
સવળે નાશી પસ્તે ફેરેરે, દોસંબી વસ્ત્ર હાંક્યારે. જય૦
અહંતવંદન વસ્ત્ર ઉથાડીરે, અષ્ટીકા ચક થાપના ધારીરે;
ચીરલગ્નને વાસ્તે બએળીરે, ધુધ અંજન સોવન સળીએરે·

દશમી બુધવાર જગીશરે, ઘડી બાળપર એકવીશરે;
કરે અંજન નયન વિશાળારે, જોતી પ્રગટ થઇ તે વેળારે જ૦
મુળ નાયક આદિ ધારીરે, પુંખણુ કરે ચારે રાણીરે;
દેવ મંગળ વાજાં વાજેરે, સહુ બીંબને શેઠ પુંજેરે. જ૦
કલ્યાણુક પંચ સુહાવેરે, શીત્રે સુંદરી તીલક બનાવેરે;
અડોતરી સનાત્ર કરાવો, શુભ વીર વચન રસ ગાવોરે. જ૦

ઢાળ ૭ મી

એક સમે સામળીઆજી—એ દેશી.

મંડપમાં ઉભા એમ કહે મન મોહનજી, કંઇ સંઘવી સંઘવણ દોય મનડું મોહ્યુંરે મન મોહનજી ભવોભવ શરણુ તમારૂં મન મોહનજી, આદેસર અમને હોય. મન૦ ૧ જન્મ સફળ અમે માનસુ મન૦ જીન મંડળી મુરખડા દેખ મન૦ ભુખણુ ચામર છત્રશું, મન૦ પ્રભુ આગળ વીશેષ મન૦ ૨ સમોવસરણુ વાનગી મન૦ સિદ્ધગિરી ઉપર મેં કીધી. મન૦ ત્યાં સાહીબને પધરાવીઆ, મ૦ પ્રભુ આગળ ભટ વિશેષ મ૦ ૩ અમરચંદ ધન વાવરે, મ૦ રાજા મંત્રી શામજાણુ મન૦ ૪ પ્રભુ નોતરી ઘેર આવીઆ મ૦ ઉપર ઉત્સવ મંડાન મ૦ મ હાવદી બીજે સ્થાપીયા મન૦ મુળ નાયક રીખભજીણુંદ; મન ૫ પુંડરીક ગણુધર સનમુખે મ૦ આનંદી તે શેઠ ખીમચંદ મન૦ ૬ વીમળ વંશી ખડતર વંશી મન૦ છીપાવંશી ત્રીજી જાણુ મન૦ પેમાવંશી ચોથી ભલી મન૦ મોતીવંશી મંડાણુ મન૦ એ વસીછે પાંચમી મન૦ જીન પાંચજ્ઞાન વીશાળ મન. વખત વંશી છઠી ભલી મન. બાળાવંશી સાતમી સાર મન. સાકરચંદ પ્રેમચંદની મન. કંઇ પાસની ટુંક વીચાર મન.

કુંડાસણુ ચક્રેશરી મન૦ પંચમી ચક્રેશરી રખવાળ મન સ્વા
મી ઉત્સવ બહુ કર્યાં મન૦ ધન ખરચ લખ્યું નહી જાય મન.
ગુરૂ પધરામણી બહુ કરી મન૦ પુજાદીક સનાત્ર ભણાય મન
૯ સંઘ માસ સુદી ફાગણે મન૦ બુધબીજ ઉત્સવ થાય મન
આ જગમાં આ વારતા મન. કઇ પડછો નવી દેવાય મન. ૧૦
તાલ ધજદીક તીરથે મન. વંદી વળીયા નીજ ઘર મન. પુન્ય
કરીને અવતર્યા મન. આગળ પુન્ય બાંધે એહ મન. ૧૧ તીરથ
રૂપ એ સંગ છે મન. ભગવતી સુત્ર એ પાઠ મન. ગુણવંતાના
ણ એમ સુણાયા મન. આ સંઘનો દેખી ઠાઠ મન. ૧૧ ખીમા
વીજય જશ ગુરૂ તણા મન. આ શુભ વીરવીજય મુનીરાજ
મન. પ્રભુશે મગનસદાસુખી મન. કહેવીરવિજયમહારાજ.મ.૧૩

## રાજુલાના બાર મહિના.

મધબીંદુ સમો સંસારસુજાનાં માલતાં, સંસારે સુખી અણગાર
જીણેસર બોલતાં૦ આંકણી.

સખી તોરણ આઈ કંથ ગયા નીજ મંદીરે, જેને નજરે
એળાવો કીધ તે મુજ સાંભરે; ઘેર લાવંતી ઝાલી હાથ હું હેઠી
ઉતરી, પણ કરી વરઘોડા આજ છબીલે છેતરી. મ૦ ગા૦
સખી સારે કહું અદાવત વીજોગી દુખી તણા, દુનિયામાં દુ-
રીજન લોક હાંસી કરે ઘણા; મીઠી લાગે પરની વાત અગન
પગ ન લહે, કેના મોભ ચુએ કેનાં નેવ તે મુખ ના કહે.
મ૦ ગા૦ સખી શ્રાવણ છેડે મેલીરે મહીયરીયા તણે, છેડે વટ
ટકી વારથી વેલ વાળી ના વળે, કામ કરતી ફરતી ધરતી જ

હતી વાદળી; ગયો શ્રાવણ માસ નીરાશ રાજુલએકલી. મ૦ગા૦
૩ સખી ભાદરવે ભરથાર વીના કેમ રીઝીએ, વીરહાનળ ઉ
ઠી ઝાળ બુઝયા વીના દાઝીએ; ફુળ પાકયાં કરસણ સારના
ખઈએ ખેલીએ, હોત દુખના દહાડા બે ચાર આવા ઠેલીએ
મા૦ ગા૦ ૪ આસો માસે શેવ સુવાળી સુખડી, ગયા દ
શેર દશેરાના દીન દીવાળી કુકડી; સખી લાંઘણું કરીએ લા
ખ સરસ નવી ભોજના, રંગ તાન ને નાટક સાર પીયુ વી
ના પેખના મા. ગા. ૫ માસે કારતકે ગેલ કરે નરનારી બા
ગમાં, જેને મારી ટબુકે ટાઢ કુમારી રાગમાં; જેના વાલમ
ગયા વીદેશ સંદેશા મોકલે, મારે ગામ ધણી ઘરવાટ વચે
પીયુ વેગળે મ. ગા. ૬ સખી માગશરે માગણના મનોરથ
પુરતાં, મન મેલી ગયા બાળે વેશ ચતુર ગુણ ચોરતાં; સખી
કોઈરે સંદેશો લેઈરે આવે આજ મુજકને, તેને દેઉર માતનકો
હાર અમુલખ ભુષણે મ. ગા. ૭ પોષ માસે પોતાની છોડી
શીયાળે ચાલીયા, નર વીના વેરણ રાત સુના મહેલ માળી
યાં; જાય જોબનીયુ ભરપુર અરણ જેમ માલતી, જેના પી
યુરે ગયા પરદેશ દુખે દીન કહાડતી મ. ગા૦ ૮ પીયુ માહા
માસે મત જાઓરે હીમાળે હાલશો, રજની એક વરસ સમા
ન વીજોગે સાલશે; લંકાથી સીતા ખટમાશે રામ ઘેર લાવી
આ, એવા વહી ગયા સાતે માસ પ્રીતમ ઘેર ન આવીયા
મ. ગા૦ ૯ હલકારો હુસંત વસંત આકાશેથી ઉતરો, માસ
ફાગુણ સુંદનર રાય મળીને તુંતરો; હોલી ખેલે ગોપી ગો
વીંદ અમુ ઘેર આવની, અલી કેમુ જંપાપાત વીજોગે મા
લતી. મ૦ ૧૦ સખી ચઈતરે ચીત થકી વીછોડી વાલમે,

આવા દુખના દહાડા કેમ જાય ઊગે રવી આથમે, આંખ મીચાયને મળી જાયરે ઉઘાડે વેગળા શામળીઆ સીધસ્વ સ્વપ્નામાં ખાગલા મ૦ ૧૧ રમે હુંસ જુગલ મોર ચકોર સરોવર, નીજ નાથ સહચરની સાથ રમે વન ઘરે; મુખમં- જરી આંબા ડાળે કોયલ, ટઉકતી સખી વાતમાં વીત્યો વ- સંત દુઃએ રાજેમતી. મ૦ ૧૨ સખી વઇશાખે વન માંહીરે, હીંચોળે હીચતાં, કદરી ગરફુલ બીછાય ખુશી થઈ નાચતાં, સરોવર જલ કમળે કેલ તરતારે રાજવી, મુજ સરખી છબી ની નાર લગન લેઈ લાજવી. મ૦ ૧૩ જેઠ માસે જુલમના તાપ તપતાં ભુતળા, આઠ માસનો નેઘ વીજોગ વળે તરૂ હું તલાપ શુપખી વીમાશા ખાયરે, શીતલ છાયા તરૂ; મારે પેઉ વીના નહિ વીશરામ નાતીર નોતરૂ. મ૦ ૧૪ સખી આવી યો માસ અશાડ ભરે જળ વાદળી, ગરજારવ ટઉકે મોર ઝબુકે વીજળી; વરશા તે વસુધા નવપલવ હરીયાં ધરે, નદી નાળે ભરીયાં નીર બપઇઆ પીઉ પીઉ કરે. મ. ૧૫ ચોમા શે ફરી તરૂ માળ રમતા પંખીઆ, એમ વીત્યારે બારે માસ પ્રીતમ ઘેર ન આવીઆ; શ્રાવણ સુદ છઠે સ્વામી ગયા શ- હેસાવને, લેઈ સંજમ કેવળી થયા દીન પંચાવને. મ. ૧૬ નેમમુખથી રાજુલ નરભવ નિહાળતી, વઈરાગ સુધારસ લી ન સદા મને ચાલતી, કાળાંતરે નેમ દયાળ તિહાં દેશના દીએ, પ્રભુ હાથ સાહેલી સાથ દીક્ષા લીએ. મ. ૧૭ લેઈ કેવળી કરી પરી સાટન બેઉ મુગતે ગયા, બની પ્રીત સદા અનંત ભાગે ભેળાં થયાં; શુભ વીરવિજય સુખ લીન મગ

ન વીશેશતાં, લોક ચાલતી નાટીક સાલ સમયમાં દેખતાં. મ૦ ૧૮

---

## નેમનાથનો શલોકો.

સરસ્વતી માતા તમ પાયે લાગુ, દેવગુરૂ તણી આજ્ઞા માગુ;
જીભ્યા અગરે તું બેસજે આંઈ, વાણી તણી તો કરજે સવાઈ;
આઘો પાછો કોઈ અક્ષર થાવે, માફ કરજો દોષ ન આવે;
તગણુ સગણુને જગણુના ઠાઠ, તે આદે ગણ છે આઠ;
કીયા સારાને કીયા નગેદ, તેનો નવ જાણું ઉંડારથ ભેદ;
કવીજન આગળ મારી શી મતિ, દોપ ટાળજો માતા સરસ્વતી.
નેમજી કેરો કહું શલોકો, એક ચીતથી સાંભળજો લોકો;
રાણી શીવાદ સમુદ્ર રાજા, તે કુળે કરવા આવ્યા દીવાજા.
ગરભે કારતક વદ બારશે રહ્યા, નવ મસવાડા આઠ દીન થયા;
પ્રભુજી જનમ્યાની તારીખ જાણું, શ્રાવણ સુદ પંચમી વખાણું;
જનમ્યા તણી તો નોબત વાગી, માત પીતાને કીધા વડભાગી;
તરીયા તોરણુ બાંધ્યા છે બહાર, ભરી મુક્તાફળ વધાવે નાર;
અનુક્રમે પ્રભુજી મોટેરા થાય, ક્રીડા કરવાને નેમજી જાય;
સારખે સરખા છે સંગાથે છોરા, લટકે બહુ મુલા કલગી તોરા;
રમતા કરતા જાય છે તીહાં, દીઠી આયુધશાળા જે જીહાં;
નેમ પુછે છે સાંભળો ભ્રાત, આતે શું છેરે કહોને ઉત્પાત;
ત્યારે સરખા સહુ બોલ્યા તે વાણુ, સાંભળો નેમ ચતુરસુજાણ;
તમારો ભાઈ કૃષ્ણજી કહીએ, તેને બાંધવા આયુધ જોઇએ;
શંખ ચક્ર ને ગદા એ નામ; બીજો બાંધવા ધાલે નહિ હામ;

એવો બીજો કોઈ બળીયો, આવાં આયુધ તેને બંધાય;
નેમ કહે વાલું હું હામ, એમાં મારે શું મોટું છે કામ;
એવું કહીને શંખજ લીધો, પોતે વજાડી નાદજ કીધો;
તે ટાણે થયો મોટો ડમડોલ, સાગરનાં નીર ચઢયાં કલોલ;
પંરવતની ટુંકો પડવાને લાગી, હાથી ઘોડા તો જાય છે ભાગી;
ઝબકી નારીઓ નવ લાગી વાર, ટુટયા નવસેરા મોતીના હાર;
ધરા ધરૂજીને મેઘ ગડગડીઓ, મોટી ઈમારતો ટુટીને પડીયો;
સઉનાં કાળજાં ફુરવાને લાગ્યાં, સ્રી પુરૂષ તો જાય છે ભાગ્યાં;
કૃશ્ન બળભદ્ર કરે છે વાત, ભાઈ આ તે શો કીધો ઉત્પાત;
શંખનાદ તો બીજે નવ થાય, એવો બળીયો કોણ કહેવાય;
કહાડો ખબર જે આતે શું થયું,ભાંગ્યું નગર કે કોઈ ઉગર્યુ;
તે ટાણે કૃશ્ન પામ્યા વધાઈ, એ તો તમારો નેમજી ભાઈ;
કૃશ્ન પુછે છે નેમને વાત, ભાઈ આ તે શો કીધો ઉતપાત;
નેમજી કહે સાંભળો હરી, મેં તો અમસ્તી રમત કરી;
અતુળી બળ દીઠું નાનુડે વેશે, કૃશ્નજી જાણે રાજને લેશે;
ત્યારે વીચાર્યું દેવ મોરારી, એને પરણાવું સુંદર નારી;
ત્યારે બળ એનું ઓછુંજ થાય, તોતો આપણે અહીંયા રહેવાય;
એવો વીચાર મનમાં આણી, તેડયાં લક્ષ્મીજી આદ પટરાણી;
જળક્રીડા કરવા સરવે જાઓ, નેમને તમે વીવા મનાવો;
ચાલી પટરાણી સરવે સાંજે, ચાલો દેવરીયા નાવાને કાજે,
જળક્રીડા કરતાં બોલ્યાં રૂખમણી,દેવરીયા પરણો છબીલી નારી;
વાંઢા નવ રહીએ દેવર નગીના, લાવો દેરાણી રંગ ભીના;
નારી વીના તો હવે કેમ ચાલે, કરી લટકોને ઘરમાં કોણ માલે;

ચુલો ફુંકશો પાણીને ગળશો. વહેલાં મોડા તો ભોજન જમશો:
બારણું જાશો અટકાવી તાળું, આવી અસુરા કરશો વાળું;
દીવાને બતી કોણજ કરશે, લીંપા વીના તો ઉકેરા વળશે;
વાસણ ઉપર તો નહી આવે તેજ, કોણ પાથરશે તમારી સેજ;
પ્રભાતે લુખો ખાખરો ખાશો, દેવતા લેવા સાંજરે જાશો;
પેટની વાત કોને કહેવાશે, તે દીન નારીના ઓરતા થાશે;
પરૂણા આવી જો પાછા જાશે, દેશ વીદેશ વાતો બહુ થાશે;
મોટાના છોરૂ નાનેથી વરીયા, મારૂં કહ્યું તો માનો દેવરીયા;
ત્યારે સતભામા બોલ્યાં ત્યાં વાણ, સાંભળો દેવર ચતુરસુજાણ;
ભાભીનો ભરૂસો નાશીને જાશે, પરણ્યા વિના કોણ પોતાની થાશે;
પહેરી ઓઢીને આંગણીએ ફરશે, ઝાઝાં વાના તે તમોને કરશે;
ઉન્ના મન ભાભી કેરાં કેમસહેશો, સુખ દુખની વાતો કોને કહેશો;
માટે પરણોને પાતળીયા ગણી, હું તો નહિ આપું નાવાને પાણી;
વાંક્ષા દેવરને વિશ્વાસે રહીએ, સગાંવહાલામાં હલકાજ થઇએ;
પરણ્યા વિના તો સુખ કેમ થાશે, સગાને ઘેર ગાવા કોણ જાશે;
ગણેશ વધાવા કોને મોકલશો, તમે જશો તો શી રીતે ખલશો;
દેરાણી કેરા પાડ જાણીશું, છોરૂ થાશે તો વીવા માંડીશું;
માટે દેવરીઆ દેરાણી લાવો, અમપર નથી તમારો દાવો;
ત્યારે રાધીકા આવેરાં આવી, બોલ્યાં વચનો મોઢુ મલકાવી;
શી વાતો કરો સરવે સખી, નારી પરણવી રમત નથી;
કાયર પુરૂષનું નથી એ કામ, વાપરવા જોઇએ ઝાઝેરા દામ;
ઝાંઝર નેપુરને ઝીણી જવમાળ, અણુવટ વીછુવાને ઘાટે રૂપાળા;
બાજપાને ઝાઝી ઘુઘરીયો જાઇએ, માટે સાંકળે ઘુઘરા શોઇએ;

સોના ચુડલો ઘુઘરીના ઘાટ, છલ્લા અંગુઠી અરીસાના ઠાઠ;
ઘુઘરી પોચીને વાંક સોનેરી, ચંદન ચુડીની ભાત ભલેરી;
કડી સાંકળી ઉપરસિંહ મોરા, મરકટ બહુમુલાં નંગ જડેલાં;
ઘુસી પાટીયાં જડાવ જોઈએ, કાળીગાંઠીએ મનડું મોહીએ,
કાંબી ઘોડીએ ઘુઘરીઆળી, મનડુ લોભાય ઝુમણું ભાળી,
નવશેરો હાર મોતીની માળા, કાને ટંટોડા સોનેરી ગાળા
અકુકણીઆ જોઇએ મુલ ઝાઝાના, ઝીણા મોતી પાણી તાજાના
લીલાવટ ટીલડી શોભે બહુ સારી, ઉપર દામણી મુલની ભારી
ચીર ચુંદડી ગરચોળા સાડી, પીળી પટોળી મુલની ભારી.
ઘાટ ચુંદડી કસબી જોઇએ, દશરા દીવાળી પહેરવા જોઇએ
એવા મુલના કમખા કહેવાય, એવડું નેમથી પુરૂ કેમ થાય.
માટે પરણ્યાની પાડ છે નાય, નારીનું પુરૂં શી નીતે થાય
ત્યારે લક્ષ્મીજી બોલ્યા પટરાણી, દીયરના મનની વાતો મેં જાણી
તમારૂં વેણુ માથે ધરીશું, બેઉનુ પુરૂ અમે કરીશું;
માટે પરણો અનોપમ નારી, તમારો ભાઈ દેવ મોરારી
બત્રીસ હજાર નાર છે જેહને, એકનો પાડ ચડશે તેને;
માટે રૂદીયેથી ફીકર ટાળો, કાકાજી કેરૂં ઘર અજવાળો;
એવું સાંભળી નેમ ત્યાં હશીયાં, ભાભીના બોલ રૂદેમાં વશીયા
ત્યાંહાંતો ક્રશનને ઘેર દીધી વધાઈ, નીશ્ચે પરણશે તમારો ભાઈ
ઉગ્રસેન રાજા ઘેર છે બેટી, નામે રાજુલ ગુણની પેટી;
નેમજી કેરો વિવા ત્યાં કીધો, શુભ લગ્નનો દીવસ લીધો
મંડપ ઘાલ્યા ક્રશનજી રાય; નેમને નિત ફુલેકાં થાય
પીઠી ચોળેને માનનિ ગાય, ધવળ મંગળ આતી વરતાય,
બારીએ તોરણ બાંધ્યાં છે બહાર, શોહાગણ ત્યાં નેમને ગાય,

જાનઈયા સજાઈ કરે ત્યાં સારી, હુલબલ કરે દેવમોરારી,
વહુ વારૂ વાત કરે છે છાને, નહિ રહિએ ઘેર જઈશુ જાને,
છપન કરોડ જાદવનો સાથ, ભેળા કૃશ્ન બળભદ્ર ભ્રાત,
હાથીયા ઘોડલે મેના અસ્વાર, સુખપાલ કેરો લાધ નહી પાર
ઘોડવેલ ના ઠો.બગી બહુ જોડી, મેના ગાડીઓ જોતરા ઘોરી
બેઠા જાદવ વેદ વાંકડીઆ, શોભે સો વર્ણ હીરલે જડીઆ.
કડાં પુચીઓ બાંજુબંધ કસીઆ, સાલો દોસાલો ઓતેછે રસીયા
છપનકોટી બરાબરીઆ જાણુ, બીજા જાનઈઆ કેટલા વખાણુ;
જાનડી શોભે બાળુડા વેશ, વીલેકે મોતી પરોવે કેશ;
ધોળો શણગાર ધર્યો છે અંગે, અલબેલી ચાલે અતિ ઉછરંગે;
ભીલાવર ટીલડી દામણી ઝળકે જેમ વીજળી વાદળે સબ
ચંદ્રવદનીને મ્રગ જો નેણી શીલંકી જેની નાગરી વેણી;
રથમાં બેશી બાળક ધવરાવે બીજી પોતાનું ચીર સમારાવે,
એક અતકમે નારછે ઝાઝી, ગાય ગીતને થાય રાજી,
કોઈ કહે છે ધન રાજુલ નાર, નેમ સરીખો પામી ભરથાર.
કોઈ કહે પુન્ય નેમનુ ભારી, તે થકી મળીઆં રાજુલ નારી,
નેમ અન્યોઅન્ય વાદ વદે છે, મહોડા મલકાવી વાતો કરે છે,
કોઈ કહે છે અમે જઈશુ વહેલે, બળદને ઘી તો પાઈશુ પેલે,
કોઈ કહે મારા બળદો છે ભારી, પોંચી ન શકે દેવમોરારી,
એવી વાતોના ગપોળા ચાલે, પોત પોતાના મનમા માલે,
બાતેર કળાને બુધ વીસારી, નેમ નાહી ને પેહેરે શણગાર;
પેહેરી પીતાંબર જરકસી જામો, પાસે ઉભા છે નવસાનો મામો
માથે મુગટ હીરલેજડીયો, બહુ મુલો છે કસબીનો ઘડીયો
ભારે કુંડળ છે બહુ મુલા મોતી, શેહેરની નારી નેમને જોતી

[illegible] નવસરો મોતીનો હાર, બાંધ્યા બાજુબંધ નવ લાગી વાર
[illegible] આંગળીએ વેઢને વીંટી, જીણી દીસે છે સોનેરી લીટી
હીરા બહુ જડીઆ પાણીના તાજા, કડાં સાંકળાં પેરે વરરાજા;
મોતીનોતોરો મુગટમાં ઝળકે, બહુ તેજથી કલગી તે ચળકે;
રાધાએ આવી આંખડીઆંજી, બહુ ડાહયાં છે નવ જાએગાજી
કુમકુમનું ટીલુ કીધુ છે ગાલે, ટપકુ કસ્તુરી કેરૂ છે ગાલે;
પાન સોપારી શ્રીફળજોડ, ભરી પોસને ચડયા વરઘોડ
ચઢી વરઘોડો ચઉટામાં આવે, નગરની નારી મોતીયે વધાવે;
વાજાં વાગેને નાટારંગ થાયે, નેમ વીવેકી તોરણ જાયે;
કુસળ મુસળને રવૈયો લાવ્યાં, પુખવા કારણ સાસુજી આવ્યાં;
દેવ વીમાને જોયતે ચડી, નેમ નહી પરણે જાશે આ ઘડી
એવામાં કીધો પશુડે પોકાર, સાંભળો અરજી નેમ દયાળ;
તમે પરણશો ચતુરસુજાણ, પ્રભાતે જાશે પશુઓના પ્રાણ;
માટે દયાળુ દયા મનમાં રાખો, આજ પશુડાને જીવતા રાખો;
એવો પશુઓનો સુણી પોકાર, છોડાવ્યા પશુડા નેમ દયાળ;
પાછા ફરીયા પરણ્યા તો નહી, કુંવારી કન્યા રાજુલ રહી;
રાજુલ કહે છે ન સરીયાં કાજ, દુસમન થયા પશુડા આજ;
સાંભળો સરવે રાજુલ કહે છે, હરણીને તીંહાં ઓળંભો દે છે;
ચંદ્રમાને તે લાંછન લગાડયું, સીતાનું હરણ તેં તો કરાવ્યું;
મારી વેળા ક્યાં થકી જાગી, નજર આગળથી જાને તુ ભાગી;
કરે વીલાપ રાજુલ રાણી, કરમની ગતી મેંતો નવ જાણી;
આઠ ભવની પ્રીતીને ઠેલી, નવમે ભવે કુંવારી મેલી;
એવું ન કરીએ નેમ નગીના, જાણું મન રંગના ભીના;

તમારા ભાઇએ રણુમાં રઝળાવી, તે તે નારી ઠેકાણે ન આવી;
તમે કુળતણે। દાખોછો ધારે।, આજ આવ્યો છે તમારે। વારે।;
વરઘોડે ચઢી મોટે। જશ લીધો, પાછા ફરીને ફજેતો કીધો;
આંખો અંજાવી પીઠી ચોળાવી, વરઘોડે ચડતાં શરમ ન આવી;
મોટે ઉપાડે જાન બનાવી, ભાભીઓ પાશે ગાણાં ગવરાવી;
એવા ઠાઠથી સર્વેને લાવ્યા, સ્ત્રી પુરૂષને ભુલા ભમાવ્યા;
ઓચીંતા લાગેતે। પાછેરા ફરજો, શુભ કામ અમારૂં કરજો;
પાછા ન વળીયા એક દાન, દેવા માડયુ વરસી દાન;
દાન દઇને વીચાર કીધો, શ્રાવણ સુદ ૬ નો મહુરત લીધો;
દીક્ષા લીધી ત્યાં નવ લાગી વાર, સાથે મુનીવર એક હજાર
ગીરનારે જઇને રાજ કીધુ, પંચાવનમે દીન કેવળ લીધુ;
પામ્યા વધાઈ રાજુલ રાણી, પીવા ન રહ્યાં ચાંગળુ પાણી;
નેમને જઈ ચરણે લાગી, પેઉજી પાશે મોજ તાં માગી;
આપો કેવળ તમારી કહાવુ', હુ તો શોકને જોવાને જાઉ;
દીક્ષા રાજ કીધુ, ઝટ પટ પોતે કેવળ લીધુ,
રહ્યું અખંડ એવાતણુ આજ, ગયા શીવ સુંદરી જોવાને કાજ;
સુદની આઠમ અસાડ ધારી, નેમજી વરીયા શીવવધુ નારી
નેમ રાજુલની અખંડ ગતી, વરણુન કેમ થાશે મારી વતી;
જશારથ કહુ બુધી પ્રમાણે, એઉના સુખની કેવળ જાણે;
ગાશે ભણસેને કોઇ શાંભળશે તેના મનોરથ પુરા તે કરશે;
શીવનું ધ્યાંન રૂદીએ જે ધરશે, તેતો શીવવધુને નીશ્ચે વરશે
સંવત ઓગણીસે શ્રાવણુ માસ; વદની પાંચમતો દીવસ ખાસ
વાર શુકરનું ચોઘડીયું સારૂ પ્રસન થયું મનડું મારૂ

આમ ગાંગડના રાજા રાયસંગે કીધો સલોકો મનને ઉછરંગે;
મહાજન ભાવથકી મેં કીધો વાંચી સલોકો સારો જશ લીધો
શેહેર ગુજરાત રેવાશી જાણો; વીશાશ્રીમાળી નાત પ્રમાણો;
પ્રભુની કીરપાથી નવનીધ થાય. બેઉ કરજોડી સુરશશી ગાય
નામ દેવચંદ પણ સુરશશી કહીયે; બેઉનો અરથ એકજ લઇયે
દેવચંદ સુરચંદ છે શશી રસીક વાણી રૂદીઆમાં વશી.

---

## નેમનાથનું સ્તવન.

લેતા જાઓરે સામળીઆ બીડી પાનનકી; બીડી પાન નકી દીલ જાનનકી લેતા૦ ટેક. કાથારે ચુના લવીંગ સોપારી વારી તેરા દીલ જાનનકી. લેતા૦ ૧ તાલ મૃદંગ સરણાઇ સરોદા બાજીબની રંગતાનનકી લેતા૦ ૨ શેસાવનકી કુંજગલનમે લગી ઝરી શુભ ધ્યાન નવ લેતા૦ ૩ કહે નથુ પ્રભુ ધર્મ પ્રકાશીત હું બલીહારી કેવળજ્ઞાનનકી લેતા૦ ૪

ભલાજી મેરા નેમ ચલો ગીરનાર એકેલો જાનશે મેરા, રાજુલ ઉભી અરજ કરે છે ભલાજી મેરી અરજ સુને મહા-રાજ. એકેલી૦ ૧ તોરણ આયે ચલે રથ ફેરી ભલાજી ઉવાંતો પસુવનકી સુનીછે પોકાર એકેલી ૨ શેશાવનકી કુંજગલનમે ભલાજી વાતો પંચ મહાવૃત ધાર એકેલી. ૩ હરખચંદ પ્રભુ રાજુલ વીનવે ભલાજી મેરી હુજો મુક્તિમેં વાસ એકેલી. ૪

## દોઢીયું.

લાગી તેરે દરસનકી ખુમારીઆ લાગી તેરે. ટેક.
ભાંગ ધતુરો મુને કેફ ન આવે બીન કેફે સુધ બીસારીયારે

લાગી ગગનકે બાન ભરી ભરી મારે; મારી મોહે પ્રેમ કટારી આરે લાગી. ૨ તુહી તુહી કરતા મધન ભહેએ રૂપચંદ પીયા વારીયારે લાગી. ૩

## સાખી

જીન પ્રતીમા જીનવર સ્વાસી, ન ગણે કોઈક ગમાર;
જીન પ્રતીમા જીન સમી ગણી, પુંજો તે ત્રણ કાળ.
કુ મતી મુખ કાળા તની, નવી સમજે સુત્ર વાત;
ઉંધી મત ચાલે ઘણા, તસ મુખ દુરે દાટ.

## રીખવદેવજીનું સ્તવન.

આપ રહુયો દીલ બાગમાં, સુન પ્યારા જીનજી, આંકણી૦ ચુન ચુન કલીઓ તોરે ચરણે ચઢાવુ, ગુણ અનંતા તોરાગમે; સુન૦ ૧ મરૂ દેવી નંદન આદી જીનેશ્વર, ખેલે અનતા તોરા રાગમે. સુન૦ ૨ રૂપચંદ કહે નાથ નીરજંન જીહુ વીકસાત વન બાગમે, સુન૦ ૩

## આધાતમાનું સ્તવન.

બેર બેર નહી આવે અવસર, બેર બેર નહી આવે. ટેક. જયું જાણે ત્યું કરલે ભલાઇ, જનમ જનમ સુખ પાવે અવસર. ૧ તન ધન જોબન સબહી જુઠા, પ્રાણ પલકમે જાવે અવસર૦ તન છુટે ધન કોણ કામકો, કાયકો કૃપણ કહાવે; અવસર૦ જાકો દીલમે સોચ બસત્તાહે તાકુ જુઠ ન ભાવે અવસર૦ આણંદઘન પ્રભુ ચલત પંથમે, સમર સમર ગુણ ગાવે અવસર૦

## દોડીયું.

અંતર મેલ મીટયો નહીં મનકો, ઉપર તન દયા ધો- યારે. અંતર. ટેક સોળ સણગાર સજીરે શરીરપર મુખડા કા- મે જોયારે. અંતર. ૧ અગર તગર અબીલ અરગજા, ગંદી દેહ સંગ મોહયારે અંતર૦ ૨ સરસ હાર કરી તનને પોશે, તીરીઆ પલંગપર સોયારે. અંતર૦ ૩ કહે જીવનદાસ જે અક્ષય અમરપદ, જબ નીરખ્યાં તબ રોયારે. અંતર૦ ૪

## અરીઆળી.

કેહેવા દેને કહાન, તારી માને કેહેવા દેને કહાન; એ રાગ. નાની વહુને પરઘેર રમવાનો ઢાળ, નાની વહુને પરઘેર રમવાનો ઢાળ. નાની વહુને પરઘેર રમવાનો ઢાળ પરઘેર રમતા થઈ જુઠા બોલી દેશે ધણીને આળ. નાની૦ હળવે ચાળા કરતી હીંડે, લોક કહે છીનાળ. નાની૦ ઓળબા જણ જણના લાવે, હયડા ઉપાસે સાલ, નાની૦ બાઇરે પડોશણ જુવોરે લગાર, ફેકટ ખાસે ગાળ, નાની૦ આનંદઘન શું રંગે રમતા ગોળીને કાને ઝબુકે ઝાલ. નાની૦

## ગોડી પારસનાથનું સ્તવન.

આવના આવના આવનારે, સ્યામ મેરી ગલીસે આ- વના એ રાગ. મીલાવના મીલાવના મીલાવનારે, ગોડીજીકો દરશન મીલાવના. અનુભવ મેવા ભજસે પ્રભુજી, ઉન મોહે દરીસન દેખાવનારે, અંતરજામી અતર ન રાખે; દીયો દરી- સન સુખ પાવનરે ગોડી૦ રામ વીબુધ કહે જીન પ્રભુ, પાયા શા તનકો તાપ મીટાવનારે ગોડી૦

## નેમનાથના સાતવાર.

આદીતે અરીહંત અમ ઘેર આવોરે;
મારા શામ સલુણા નેમ દીલમાં લાવોરે. ૧
સોમે તે શુભ શણગાર સજીએ અંગેરે;
મારા જુગજીવનની સાથ રમીએ રંગેરે. ૨
મંગળ શુભ દીન આજ મંગળ ચારૂરે;
કાંઈ નવ ભવ કેરો નેહ હું સંભારૂરે. ૩
બુધ ઘેર આવો નાથ બુધી તે બળીયારે;
પ્રભુ એક સેંહસને આઠ લક્ષણ ભરીઆરે. ૪
ગુરૂ ગીરવા ગુણવંત સીવા દેવીનારે;
દાંઈ સમુદ્રવીજય કુળચંદ નેમ નગીનારે. ૫
શુક્ર સેંહસાવન ચાલો સજનીરે;
માટે સમય થયો પ્રભાત વીતિ રજનીરે. ૬
શનીવારે સંજમ લીધ પ્રીત વધારીરે;
દાનુ પામ્યા પરમાનંદ, નેમને નારીરે. ૭
કહે મુળચંદ જે એમ અજા આતા ફુળસેરે;
જે નીરમલ પાળે શીયળ ભવજળ તરશેરે. ૮

### વસંત.

વસંત પંચમીને નઉતમ ક્ષેત્ર લગન લીધો નીરધાર લલના, સહુ સાજન મળી તોરણ આયે, પશુડે માંડયો પોકાર વસંત વીવા આદર્યો હો, હો મેરી લલનારે પરણેછે નેમકુમાર વસંત૦ લીલા પીળા વાંસ રંગાવો. ચોરી ચીતરાવો ચાર લલના, ભાવે તે દેવતા વેદ ભણે છે. મંગળ ગાવે સખીઓ

બાર. વસંત. નેમજી હુઇઆમાં રોથે ભરાણા, સંસારમાં નહી સાર લલના રથ વાળી નેમ ગીરનારે ચાલ્યા શેતીરે રાજુલ નાર વસંત. આઠ ભવની હું નારી તુમારી, શારે અમારો વાંક લલના. ભવ ભવની હું નારી તમારી; કાનછે કામણ-ગારો વસંત૦ રાજુલ ચાલ્યાં સંજમ લેવા જઈ ચઢયાં ગઢ ગીરનાર લલના કરજોડી હું તમ પાયે લાગુ, તારજો દીનદયાળ વસંત વીવા આદર્યો હો.

## જીનબીંબ સ્થાપવાનું સ્તવન.

### વીર વદે એમ વાણીરે પ્રાણી—એ દેશી.

ભરતાદીકે ઉધારજ કીધો, શેતરૂંજા મોઝાર, સોનાં તણાં જેણે દેરાં કરાવ્યાં. રત્ન તણાં બીંબ થાપ્યા હો કુમતી કયાં પ્રતિમા ઉથાપી એ જીન વચને થાપી હો૦ કુ૦ ૧ વીર પછે બાસે નેવું વરસે, શંપતી રાય સુજાણ; સવા લાખ પરસાદ કરાવ્યા સવા કરોડ બીંબ થાપ્યા હો કુર દરૂપતિએ જીન પ્રતીમા પુજી, સુત્રમાં સાખ ઠરાની, છઠે અંગે તે વીરે ભાખ્યું ગણધર પુરે સાખ હો કુ૦ ૩ સંવત નવશો તાણું વરસે વીમળ મંત્રીશ્વર જેહ આબુ તણા જેણે દેરાં કરાવ્યાં, બે હજાર બીંબ સ્થાપ્યા, હો૦ કુ૦ ૪ સંવત અગીયાર નવાણું વરસે રાજા કુમારપાળ; પાંચ હજાર પરસાદ કરાવ્યા, સાત હજાર બીંબ થાપ્યા હો૦ કુ૦ ૫ સંવત બાર પંચાણું વરસે વસ્તુપાળ તેજપાળ, પાંચ હજાર પરસાદ કરાવ્યા, અગીઆર હજાર બીંબ થાપ્યા. હો૦ કુ૦ ૬ સંવત બાર બોતેર વરસે ધનો સંઘવી જેહ, રાણકપુર જી‍ઃ દેરા કરાવ્યા કરોડ નવાણુ

દ્રવ્ય ખરચ્યો હો૦ કુ૦ ૭ સંવત તેર ઇકોતેર વરસે સમરો સારંગ શેઠ ઉધાર પંદરમો સેતરૂજ કીધો, અગીઆર લાખ દ્રવ્ય ખરચ્યો હો૦ કુ૦ સંવત છોતેર વરસ બાદશાહને વારે ઉધાર સોળમો સેતરૂજે કીધો, કરમાસાએ જશ લીધો હો૦ કુ૦ ૯ જીન પ્રતીમા એ જીનવર સરખી પુજો ત્રીવીધ તુમ પ્રાણી; જીન પ્રતીમામાં સંદેહ ન રાખો, વાચક જશાની વાણી હો૦ કુ૦ ૧૦

## નેમનાથનું સ્તવન.

સંજમ લેઉગી સાથ પીયા મેંતો સંજમ લેઉગી, સંજમ લેઉગી. મે સાથ ચલુગી પીયા મેંતો સંજમ લેઉગી. રહુગી પ્રીતમ પાશ પીયા૦ ૧ સમુદ્ર વીજય શીવા દેવિકો. નંદન જદુપતિ નેમકુમાર. પીયા૦ ૨ માત પીતા મેરો જનમદીયોહે કરમ લખ્યો કીરતાર પીયા૦ ૩ તન ધન જોબન ધરે નાહી. અપનો સુપના જેમ સંસાર. પીયા૦ ૪ અષ્ટભવ નરને કીયોહે નવમે તજીહે નાર. પીયા૦ ૫ તોરણ આગેચલે રથ ફેરી પશુઓના સુણી પોકાર, પીયા૦ ૬ શેહેસાવને જઈ સંજન લીધુ છાડા વીષય વીકાર પીયા૦ ૭ રાજુલ પ્રીતે પ્રભુ પાય નમી લીયો સંજમ ભાર પીયા૦ ૮ કરમ ખપાવી કેવળ પામી પોતાં વેગતી મોઝાર પીયા૦ ૯ રંગ કહે પ્રભુ સરણુ તમારો દેજો ભગની સાર પીયા. ૧૦

## સ્તવન ૨ જું.

રહો રહો જાદવ રાય દોઓ ઘડીઆ,
દોએ ઘડીઆરે અબ ચાર ઘડીઆ. આંકણી.

પ્રેમકા પ્યાલા ભોહોત ભરાહે,
પીવત મધુરી શેલડીઆ. રહો૦ ૧
હાથ શું હાથ મીલાઈ દીઓ સાહી,
ફુલડા બીછાવું શેજડીઆ. રહો૦ ૨
રાજુલ છોડી ચલે ગીરનારે,
દીપતા મોન વેલડીઆ. રહો૦ ૩
રૂપચંદ કહે નાથ નીરંજન,
મુક્તિ વધુ ગુણ શેલડીઆ. રહો૦ ૪

સિદ્ધાચળનું સ્તવન.

સિધ્ધ ગીરી ધ્યાવો ભવિકા સિધ્ધગીરી ધ્યાવો, ઘેર બેઠા પણ બહુ ફળ પાવો; ભવિકા આંકણી નંદીસર જાત્રા જે ફળ હોવે, તેથી બમણેરૂ ફળ પુંડરગીરી હોવે. ભ. તમણુ ચકકેરી ચાગણું ગજદતા, તેથી બમણેરૂફળ જમ્બુ મહુતા ભ૦ ખટ ઘણું ઘાતકી ચઇત જુહારે છત્રીશ ગણુ ફળ ખળ વીહારે ભ૦ ૩ તેથી તેર ગણુ ફળ મેરૂ ચૈત્ર જુહારે, સહ-સહસ્ત્ર ગણુરૂ ફળ સમતશિખરે, ભ૦ લાખ ઘણેરૂ ફળ અંજન ગીરી જુવોરે, દશ લાખ ઘણેરૂ ફળ અષ્ટાપદ ગીરનારે ભ૦ કોડ ઘણેરૂ ફળ શ્રી સિધ્ધાચળ ભેટે જેમરે, અનાદિના દુરીત ઉમેટે ભ૦ ભાવ અનલ અનંત પાવે જ્ઞાન વીમલ સુરી એમ ગુણ ગાવે ભવિકા એમ ગુણ ગાવે.

મસ્તવન

કુંવર ગભારો નજરે દેખતાંજી એ દેશી.

સમકીત દ્વાર ગભારે પેસતાજી, પાડળ ગયા દુરરે; મો-

જીન મારૂ દેવીનો લાડણોજી, દીઠા આનંદ પુરરે સ. ૧ આગુ વરજી સાત કરમનીજી; સાગર કોડા કોડી હીણરે, હસ્થતિમાં પઢમકરણ કરીજી, વિસ્ય આશુરવમોષાર લીધારે. સ. ૨ મુગલ ભાગી આય કુંબાયનજી. મિથ્યાને મોહની સાકલ સાથરે, બાર ઉઘાડયાં સુવે સંવેગમનાજી, અનુભવ ભુવને બેઠા નાથરે. સ૦ ૩ તોરણ બાંધુ જીન દયા તણુજી, સાથીયો પુરયો શાંતા રૂરરે, ધુપ ઘટા પ્રભુ ગુણ અનુમોદનજી ત્રીગુણા મંગળ આઠ અનુપરે સ૦ ૪ સંવર પાણી અંગ પખાલણુજી કેશર ચંદન ઉતમ ધ્યાનરે, આતમાજી. પુજે પરમેશ્વર પુન્ય પવિત્રરે, કારણ જોગેજોગે કારજ નીપજેજી ખીમાવિજયજીન આગમ રીતરે.

ગીરનારનું સ્તવન.

તોરણથી રથ ફેરી ચાલ્યા કંથરે, પ્રીતમજી.
આઠ ભવની પ્રીતડી તોડી તંત; મારા પ્રીતમજી.
નવમે ભવપણ નેહ ન આણ્યો મુજરે, પ્રીતમજી.
તે શે કારણે એટલે આવવું તુજ, મારા પ્રીતમજી.
એક પોકાર સુણી તીરયંચનો ઈમરે; પ્રીતમજી.
મુકો અબળા રોતી પ્રભુજી કીમ, મારા પ્રીતમજી.
ખટ જીવના રખવાળમાં શીરદારરે; પ્રીતમજી.
તો કીમ વીલવતી સ્વામી મુકો નાર, મારા પ્રીતમજી.
શીવ વધુ કેરૂ એવુ કેવુ રૂપરે; પ્રીતમજી.
મુજને મુકીને ચિતમાં ધરી જીન ભુપ, મારા પ્રીતમજી.
જીનજી લીએ શહશાવનમાં વરત ભારરે; પ્રીતમજી.

ઘાતી કરમ ખપાવીને નિરધાર, મારા પ્રીતમજી.
કેવળ સંઘી અનંતિ પ્રગટ કીધરે, પ્રીતમજી.
જાણી રાજુલ ઇમ પ્રતિજ્ઞા લીધ; મારા પ્રીતમજી.
જે પ્રભુએ કરવું કીધું મન ઉલાશરે, પ્રીતમજી.
એમ કહી વરતધર થઈ પ્રભુ પાસ; મારા પ્રીતમજી.
પ્રભુ પહેલાં નીજ સોકયનુ જોવા રૂપરે, પ્રીતમજી.
કેવળ જ્ઞાન લઇને થઈ છે સીધ સ્વરૂપ. મારા પ્રીતમજી.
શીવ વધુ વરીઆ જીનવર ઉત્તમ નેમરે, પ્રીતમજી.
પદમ કહે પ્રભુ દાખો અવીચળ પ્રેમ. મારા પ્રીતમજી.

ગરબી.

તમારા મુખડા ઉપર વારી લાલ લટકાળા. લટકે ચંદનબાલા તારીલાલ લ. શુળીનું શીંહાસન કીધુ લાલ લ૦ ઉગારયો સુદરશન રાજા લાલ લ. ચરણે ગાઢ કોશીઓ ડશીઓ લાલ લ. એતો દેવલોક જઈ વશીઓ લાલ લ. એવી રીત તમારી ન્યારી લાલ લ. શુરશશીને બલીહારી લાલ લ.

સઝાય.

આપ સ્વભાવમારે અબધુ સદા મગનમાં રહેના. જગતજી વહે કરમાધીના અચરીજ કછુઅન લીના અ. ૧ તુમ કહી મેરા કોઈ નહી તેરા કયા કરે મેરા મેરા; તેરા હેસો તેરી પાસે અવર સબ અનેક અ૦ ૨ વપુ વીનાશી તુ અવીનાશી અબહે ઉનકુ વીલશી. વપુ શંખ જબદુર ની રાશી તબ તુમ શીવકા વાશી અ૦ ૩ રાગને રીસા દોય

ખવીસાએ તુમ દુખકા દીસા, જબ તમ ઉનકુ દુર કરીયા તબ તુમ જગ કાઈના. અ. ૪ પારકી આશા સદા નીરાશા એહે જગ, જન પાસા તે કાટનકુ કરો અભ્યાસ લહી સદા સુખ વાસા. અ. પદમહીક પાજી કબહાક હુવા અબ બ્રાજી; કબહી જગમા કીરતી ગાજી સબ પુદગળકી બાજી અ. ૬ સુધ ઉપયોગને રામતાયારી. જ્ઞાન ધ્યાન મ-નોહારી, કરમ કલંકકુ દુર નીવારા, જીવ વરે શીવનારી. અ૦ ૭

## સ્તવન ૧૫ મું.

### શ્રી ઋષભદેવનું સ્તવન.

માતા મરૂદેવાના નંદ, દેખી તાહરી સુરતિ મારૂં મન લોભાણુંજી મારૂં દિલ લોભાણુજી, દેખી તાહરી મુરતિ મારૂં મન લોભાણુજી. એ ટેક. કરૂણા નાગર, કરૂણા સાગર; કાયા કંચનવાન; ધોરી લંછન પાઉલે કાંઈ, ધનુષપાંચસે માન, માત૦ ૧ ત્રીગડે બેસી ધરમ કહંતા, સુણે પરખદા બાર જોજનગામની વાની મીઠી, વરસંતિ જળધાર માતા૦ ૨ ઉરવશી રૂડી અપછરા ને રામા છે મન રંગ; પાયે નેપુર રણ-ઝણે કાંઇ, કરતી નાટારંગ માતા૦ ૩ તુંહી બ્રમા તુહી વિધાતા, તુ જગ તારણ હાર; તુજ સરખો નહીં દેવ જગતમાં, અર-વડીયાં આધાર. માતા૦ ૪ તુહી બ્રાતા તુંહી જગતનો દેવ; સુરનર કિન્નર વાસુદેવા કરતાં તુજ પદ સેવ માતા૦ ૫ શ્રી સિદ્ધાચળ તિરથ કેરો, રાજા રિષભ જીણંદ કીર્તી કરે માણેક મુની તારી ટાળો ભવના ફંદ માતા૦ ૬

## સિદ્ધચળ મંડન રૂષભ જીન સ્તવન.

### રાગ માઢ.

મનરી બાતાં દાખાજી મહારાજ હોરીખવજી થાને, મનરી આંકણી કુમતીના ભરમાયાજી મહારાજરે કાંઈ વ્યવહારિ કુલમે । કાલ અનત ગમાયાજી । મહારાજ હો રિષવજી ॥ ૧ ॥ કરમ વિવર કુછ પાયાજી મહારાજરે કાંઇ । મનુષ્ય જનમે । આરજ દેશે આયાજી મહુરારાજ હો રિષવજી ॥ ૨ ॥ મિથ્યા જન ભરમાયાજી । મહારારાજરે કાંઇ, કુગુરૂ વેશે અધિકો નાચ નચાયજી । મહારાજરે હો રિષવજી ॥ ૩ ॥ પુન્ય ઉદય ફીર આયાજી, મહારારાજરે કાંઈ । જિનવર ભાષિતના તત્વ પદારથ પાયાજી । મહારારાજ હો ॥ રિષવજી ॥ ૪ ॥ કુગુરૂ સંગ છુટકાયાજી । મહારારાજરે કાંઈ । રાજનગરમે । સુગુરૂ વેષ ધરાયાજી । મહારારાજરે હો । મહારારાજ હો રિષવજી ॥ ૫ ॥ સઘળા કાજ સરાયાજી । મહારારાજરે કાંઈ ન મનડો મરકટ માને નહી સમજાયાજી । મહારાજ હો રિષવજી ॥ ૬ ॥ કુવિષયાં સંઘ ધ્યાવેજી । મહારાજરે કાંઇ મમતમાયા । સાથે નાચ નચાવેજી । મહારારાજ હો રિષવજી ॥ ૭ ॥ મહિમા પુજા દેખી માન ભરાવેજી મહારારાજરે કાંઈ । નિરગુણીયાને । ગુણીજન જગમે કહાવેજી । મહારારાજ હો રિષવજી ॥ ૮ ॥ છઠીવારે તુમરે દ્વારે આયાજી । મહારારાજરે કાંઈ । કરૂણાસિંધુ । નામ ધરાયાજી । મહારાજ હો રિષવજી ॥ ૯ ॥ મન મરકટકુશિયો નિજ ઘર આવેજી । મહારારાજરે કાંઈ । સઘળી વાતે । સમતા રંગ રંગાવેજી ।

મહારાજ હો શિવજી ॥ ૧૦ ॥ અનુભવ રંગ રંગીલા સુમ ॥ સંગીજી । મહારારાજરે કાઈ । આતમતાજા અનુભવ રાજા સંગીજી । મહારાજ હો શિવજી ॥ ૧૧ ॥

શ્રી નેમનાથ તથા રાજેમતીના બાર મહીના.

રાજેમતી સતિ પ્રભુને કહેરે, નેમ મારા પ્રાણ આધાર;
તોરણ આવી રથ ફેરવોરે, નહીં જદુકુળનો આચાર.
રથવાળો પ્રભુ પાછા ફરેરે, સુણો પેઉડા ચતુરસુજાણ;
એળો મળયો જુગતી જોડનોરે, ચાલો જઇએ માંહેરા મંડાણ
રથવાળો. એ ટેક. ૧
નવ ભવ નેહ નિવારીયારે, સુણી પ્રભુ પશુનો પોકાર;
રાણીની વાણી ઉર ના ધરીરે, સુણો જદુકુળ શણગાર. રથ. ૨
શ્રાવણ છડે મન મોહનારે મેહેલી ગયા નિરધાર;
ઘન વરસે ઝરમર વાદળીરે, નયણે આંસુડાની ધાર. રથ. ૩
ભાદરવો ગંભીર ગાજતોરે, પાકયાં કરશણ શાળ;
પતિ સંગ સખી રંગે રમેરે, ખેલતાં બાળ ગોપાળ. રથ. ૪
આસો માસે સુખડી ભલીરે, શેવ સુવાળીની ટેવ,
ગોરી રમે જયમ ગોવીંદશુરે, તેમ રમે દંપતિ દેવ. રથ. ૫
દશરાના દિન વહી ગયારે, આવી દીવાળી સુજાણ;
હુજીય ન આવ્યો પેઉ આંગણેરે, કયાં કહું કરમની કહાણ
કારતક માસે કેળી કરેરે, સખી મારી પતિથી પ્રમોદ;
વેરણ લાંબી થઇ રાતડીરે પેઉડા બિછાવું હું ગોદ. રથ. ૭
માગશરે લોક લગન કરેરે તોરણ બાંધે છે દવાર;
વણ પરણે શા વાંકે તજીરે સુણો પેઉડા પ્રેમદા પોકાર, રથ ૮

ધોશે તો શોશ ઝાઝો પડેરે, ટાહાડ પડે વા વાય;
તમને લાગે કટુકાનેરે, ઘડીય ન વિરહ વેઠાય. ૨૫ ૯
મહા માહે બેશીને માહરેરે, નિરખ્યો ન મેં જગનાથ;
ચોરીમાં બેશીને નાવશોરે, ઝાલ્યો ના જમણો હાથ. ૨થ ૧૦
રાજ વસંત ખીલ્યો ઘણોરે, ખીલ્યાં છે વન ફુલ ફાલ;
ફાગણ હોરી ખેલે વિશુરે, ઉડાવે અબીલ ગુલાલ ૨થ. ૧૧
કેળ તણાં ઘર વિરચી રમેરે, દંપતી ઉપવન વાટ;
બેસી સજોડ હિચે હીંચકેરે, રંગ રમે છે ચોપાટ. ૨થ ૧૨
ચૈતર માસે ચંપો ફળયોરે, ફુલી ઘણી ફુલ જાત;
મધુકર માલતિ વિરપે કરેરે, કેશુડે ઝંપાપાત. ૨થ ૧૩
વૈશાખે આંબા વાડીઆંરે, ફળ ભારે લચકાય;
કોયલડી ત્યાં ટહુકા કરેરે, વિરહી સુણી અકળાય. ૨થ ૧૪
જેઠ તપે ભુતળ તાપથી, તેમ તપે વિરહણી નાર,
ધરણીની વ્હારે ધન ઉતરયોરે, પણ નાવ્યો પ્રાણ આધાર. ૧૫
માસ અષાઢે વરસે ઘણોરે, ઝબકે વિજળીયો ચોપાસ;
બપઇયો પેઉપેઉ ઉચરેરે, મન મારૂ પેઉડાની પાસ. ૨થ ૧૬
શ્રાવણ શુદી છઠને દીનેરે, સહસાવન પ્રભુ જાય;
દિક્ષા પંચાવન દીનેરે. નિરમળ કેવળ થાય; ૨થ ૧૮
સતિય શિરોમણિ રાજેમતીરે, સુણી આવ્યાં સખીઓ સંગાથ

હાથ ન ઝાલ્યો પ્રભુ ચોરીમાંરે, માંથે મુકો હવે હાથ. રથ ૧૮

દિક્ષા પાળી કેવલ લહીને; દંપતી વહે શીવ વાસ;
અવ્યાબાધ સુખ સંપજોરે શાદી અનંત નિવાસ. રથ ૧૯

જે ભવી બારે મહીના ભણુરે, સફળ જનમ તસ થાય;
મહાવીર મંડળી દંપતિ નમેરે, સાંકળચંદ ગુણ ગાય. રથ ૨૦

